નહીં પઢે દરેક હાલતમાં માણસ પાક થાય છે. એટલુંજ નહીં પણ નહતી વેળા કલેમો અથવા બીજી કોઇ દોઆ નહીં પઢવી બેહતર છે તે વેળા કંઇ નહીં પઢે.

૭ **મશઅલો** જો સઘળા બદનમાં વાળ બરાબર પણ કોઇ જગ્યા સૂકી રહેશે તો ગોસલ થશે નહીં. એવીજ રીતે જો ગોસલ કરતી વેળા કોગળો કરવો ભૂલી ગઇ અથવા નાકમાં પાણી નહીં લીધું તો પણ ગોસલ થયું નહી.

૮ **મસઅલો** જો ગોસલ પછી યાદ આવે કે ફલાણી જગ્યા સુકી રહી ગઇ હતી તો ફરીથી નાહવું વાજેબ નથી પણ જ્યાં સૂકું રહ્યું હતું તેને ધુવે. પણ માત્ર હાથ ફેરવવો બસ નથી. થોડું પાણી લઇને તે જગ્યા વહેરે અને જો કોગળો કરવો ભૂલી ગઇ હોય તો હવે કોગળો કરે. જો નાકમાં પાણી નહીં નાખ્યું હોય તો હવે નાખે. મતલબ કે જે ચીજ રહી ગઇ હોય હવે તેને કરી લે. નવેસરથી ગોસલ કરવાની જરૂરત નથી.

૯ **મસઅલો** જો કોઇ બીમારીને લીધે માથાપર પાણી નાંખવું નુકસાન કરે અને માથું છોડીને સઘળુ બદન ધુવે તો પણ ગોસલ દુરૂસ્ત થયું, પણ જ્યારે સાજી થશે તો હવે માથું ધુવે ફરીથી નહવાની જરૂરત નથી.

૧૦ **મસઅલો** પીશાબની જગ્યા આગલની ચામડીની અંદર પાણી પોહોંચાવવું ફરજ છે, જો પાણી નહીં પોહોંચશે તો ગુસલ થશે નહીં. ×

૧૧ **મસઅલો** જો માથાના વાળ ગુંથેલા નહીં હોય તો સઘળા વાળ ભીજવવા અને સઘણી જડોમાં પાણી પોહોંચાડવું ફરજ છે. એક વાળ પણ સૂકું રહશે અથવા એક વાળની જડમાં પાણી નહી પોહોંચશે તો ગોસલ થશે નહીં પણ જો વાળ ગુંથેલા હશે તો વાળોનું ભીજવવું માફ છે. બેશક સઘળી જડોમાં પાણી પોહોંચાડવું ફરજ છે, એક જડ પણ સૂકી રાખશો નહીં અને જો વગર ખોલે સઘળી જડોમાં પાણી નહીં પોહોંચી શકે તો ખોલે અને વાળોને પણ ભીંજવે.

૧૨ **મસઅલો** નથ, બાધુરી, અંગુઠી અને છલ્લાઓને સારી રીતે હલાવે કે પાણી સૂરાખમાં પોહોંચી જાય. અને જો બાધુરી નહીં પેહેરી હોય તો પણ ધ્યાન રાખીને સૂરાખોમાં પાણી પોહોંચાવે એવું થાય નહીં કે પાણી પોહોંચે નહીં અને ગોસલ થાય નહીં. હા જો અંગુઠી છલ્લા ઢીલાં હોય કે વગર હલાવે પણ પાણી પોહોંચી જશે તો હલાવવું વાજેબ નથી પણ હલાવવું હમણા પણ મુસ્તહબ છે.

૧૩ **મસઅલો** જો નખમાં આટો લાગીને સૂકાઇ ગયો અને તેની નીચે પાણી નહીં પોહોંચ્યું તો ગોસલ થયું નહી. જ્યારે યાદ આવે અને આટો જુએ તો આટો કાઢી પાણી નાખે. અને. જો પાણી પોહોંચાડવા પેહેલાં કોઇ નમાઝ પઢી હોય તો તેને ફરી પઢે.

૧૪ **મસઅલો** જો હાથ પગ ફાટી ગયા અને તેમાં મોમ રોગન અથવા બીજી કેઇ દવા ભની તો તેના ઉપરથી પાણી વહાવવું દુરૂસ્ત છે.

---

× જો ખતના નહીં થઇ હોય તો પુરૂષનો પણ એજ હુકમ છે. આગલી ચામડી (કુલફો) ની અંદર પાણી પોહોંચાડવું ફરજ છે. કર્તા.

૧૫ **મસઅલો** કાન અને દુંટીમાં પણ ધ્યાન રાખીને પાણી પોહોંચાડવું જોઇએ. પાણી નહીં પોહોંચશે તો ગોસલ થશે નહીં.

૧૬ **મસઅલો** જો નહાતી વેળા કોગળો નહીં કર્યો પણ સારી રીતે મોં ભરીને પાણી પીધું કે સઘળી જગ્યા પોહોંચ્યું તો પણ ગોસલ થઇ ગયું. કારણ કે મતલબ તો સઘળા મોંમાં પાણી પોહોંચી જવાની છે, કોગળો કરે અથવા નહીં કરે. હા, જો એવી રીતે પાણી પીધું કે સઘળા મોંમાં પાણી પોહોંચ્યું નહીં, તો પીવું. પૂરતું નથી કોગળો કરવો જોઇએ.

૧૭ મસઅલો જો વાળોમાં અથવા હાથ પગમાં તેલ લાગેલું છે જેથી બદન ઉપર પાણી સારી રીતે ઠરતું નથી, પણ પડતાંજ સરી જાય છે, તો તેની કશી હરકત નથી, જ્યારે સઘળા બદન ઉપર અને સઘળા માથાપર પાણી નાંખ્યું તો ગોસલ થઇ ગયું.

૧૮ **મસઅલો** જો દાંતની વચ્ચે સોપારીની ટુકડી અટકી રહી તો તેને ખિલાલ કરીને કાઢે. જો તેના કારણથી દાંતાની વચ્ચે પાણી નહીં પોહોંચશે તો ગોસલ થશે નહીં.

૧૯ **મસઅલો** માથા ઉપર અફશાન લગાડી છે અથવા વાળોમાં એટલો ગુંદર લગાડયો છે કે સારી રીતે વાળ ભીંગતા નથી. તો ગુંદરને સારી રીતે છોડવે અને અફશાંને ધોઇ નાખે. જો ગુંદરની નીચે પાણી નહીં પોહોંચશે ઉપર ઉપરથી વહી જશે તો ગોસલ થશે નહીં.

૨૦ **મસઅલો** જો મસ્સીનો થર જમેલો છે તેને છોડાવીને કોગળો કરે, નહીં તો ગોસલ થશે નહીં.

૨૧ **મસઅલો** કોઇની આંખો દુઃખે છે જેથી તેની આંખોમાં ભેચડ ઘણો નીકળ્યો અને તે એવો સૂકાયો કે જો તેને નહીં છોડવશે તો તેની નીચે આંખના ખુણામાં પાણી પોહોંચશે નહીં તો તેને છોડવવું વાજેબ છે, તેના છોડવવા વગર ન વોઝુ દુરસ્ત છે અને ન ગોસલ.

## જે વસ્તુઓથી ગોસલ વાજેબ થાય છે તેનું વર્ણન.

૧ **મસઅલો** સૂતાં અથવા જાગતામાં જ્યારે જુવાનીના જોશની સાથે મની નીકળી પડે તો ગોસલ વાજેબ થાય છે, જોઇએ પુરૂષના હાથ લગાડવાથી નીકળે અથવા માત્ર ખિયાલ અને ધ્યાન કરવાથી નીકળે અથવા બીજી કોઇ રીતથી નીકળે, દરેક હાલતમાં ગોસલ વાજેબ છે.

૨ **મસઅલો** જો આંખ ખુલી અને કપડા અથવા બદન ઉપર મની લાગેલી જોઇ ત્યારે પણ ગોસલ કરવું વાજેબ છે. જોઇએ સૂતાં કંઇ સ્વપ્નું જોયું હોય અથવા નહીં જોયું હોય.

**ચેતવણી** જુવાનીના જોશની વખત શરૂ શરૂમાં જે પાણી નીકળે છે, અને તેના નીકળવાથી જોશ વધે છે ઓછો થતો નથી તેને મઝી કહે છે અને ઘણી મઝા અાવીને જ્યારે જીવ ભરાઇ જાય છે તે વેળા જે નીકળે છે તેને મની કહે છે. અને બંનેની પેહે-

ધ્યાન આ છે કે મની નીકળ્યા પછી જીવ ભરાઇ જાય છે અને જોશ ઠંડો પડે છે, અને મજી નીકળવાથી જોશ ઓછો નહીં થતો એટલુંજ નહીં પણ વધે છે. અને મજી પાતળી હોય છે અને મની જાડી હોય છે. તો માત્ર મજી નીકળવાથી ગોસલ વાજેબ થતું નથી. બેશક વોજુ તુટે છે.

૩ **મસઅલો** જ્યારે પુરૂષની પીશાબની જગ્યાની સોપારી અંદર જાય અને છૂપી જાય તો ગોસલ વાજેબ થાય છે ફરી મની નીકળે અથવા નહીં નીકળે. મરદની સોપારી આગલા માર્ગમાં ગઇ હોય તો પણ ગોસલ વાજેબ થાય છે ફરી કંઇ પણ નીકળ્યું નહીં હોય, અને જો પાછળને માર્ગે ગઈ હોય તો પણ ગોસલ વાજેબ થાય છે પણ પાછલા માર્ગમાં કરવું અથવા કરાવવું મોટો ગુનોહ છે.

૪ **મસઅલો** જે ખૂન દર મહિને આગલા માર્ગથી આવ્યા કરે છે તેને હેજ કહે છે, જ્યારે આ ખૂન બંધ પડે તો ગોસલ કરવું વાજેબ છે. અને જે ખૂન બાળકના જન્મ્યા પછી આવે છે તેને નિફાસ કહે છે એના બંધ થવાથી પણ ગોસલ વાજેબ થાય છે. સારાંશ આ છે કે ચાર વસ્તુથી ગોસલ વાજેબ થાય છે ( ૧ ) જોશની સાથે મની નીકળવી ( ૨ ) પુરૂષની સોપારીનું અંદર જવું. ( ૩ ) હેજ અને ( ૪ ) નિફાશનું ખૂન બંધ પડવું.

૫ **મસઅલો** નાની છોકરી જે હજુ જુવાન થઇ નથી તેથી કોઇએ સોહબત કરી તો તેણી ઉપર ગોસલ વાજેબ નથી પણ આદત પડવાને માટે તેણીને ગોસલ કરાવવું જોઇએ.

૬ **મસઅલો** ઉંઘમાં પુરૂષની પાસે રહેવાનું તથા સોહબત કરાવવાનું સ્વપ્નું જોયું અને મઝા પણ આવી છતાં જ્યારે આંખ ખુલી તો જોયું કે મની નીકળી નથી તો તેણી ઉપર ગોસલ વાજેબ નથી. હા, જો મની નીકળી પડી હોય તો ગોસલ વાજેબ છે. અને જો કપડા અથવા બદન ઉપર કંઇ ભીનાશ જણાય પણ આ ધ્યાનમાં આવ્યું કે મજી છે મની નથી તોએ ગોસલ કરવું વાજેબ છે.

૭ **મસઅલો** જો થોડી મની નીકળી અને ગોસલ કરી લીધું ફરી નહાયા પછી બીજી મની નીકળી આવી તો ફરી નહાવું વાજેબ છે. અને જો નહાયા પછી સ્ત્રીમાં જે મની પુરૂષની હતી તે નીકળી તો ગોસલ દુરૂસ્ત થયું ફરી નહાવું વાજેબ નથી.

૮ **મસઅલો** બિમારીના કારણથી અથવા બીજા કારણથી આપોઆપ મની નીકળી પણ જોશ કે ઇચ્છા કંઇ નહોતી તો પણ ગોસલ વાજેબ નથી. હા, વોજુ તુટી જશે.

૯ **મસઅલો** ધણી ધણિઆણી બંને એક પલંગ ઉપર સૂતેલાં હતાં જ્યારે ઉઠયાં તો પીછોડી ઉપર મનીનો ડાઘો પડેલો જોયો અને ઊંઘમાં સ્વપ્નું જોવું ન તો પુરૂષને યાદ છે અને ન સ્ત્રીને તો એહતેયાત ( બચાવ ) એમાજ છે કે બંને નહાય. કારણ કે આ કોની મની છે એ કોઇએ જણાયું નથી.

૧૦ **મસઅલો** જ્યારે કોઇ કાફિર મુસલમાન થાય તો તેને ગોસલ કરવું. મુસ્તહબ છે.

૧૧ **મસઅલો** જેને નહાવું વાજેબ છે તે જો નહાવા પહેલાં કંઇ ખાવા પીવા ચાહે તો પ્રથમ પોતાના મોં હાથ ધુવે અને કોગળો કરે ફરી ખાએ અને પીએ. અને વગર હાથ મો ધુવે ખાશે પીશે તોએ કંઇ ગુનાહ નથી.

૧૨ **મસઅલો** જેને નાહવાની હાજત હોય તેને કલામે મજીદ (કુરઆન) નું અડકવું તથા તેને પઢવું તથા મસજીદમાં જવું દુરસ્ત નથી. અને અલ્લાહ તઆલાનું નામ લેવું અને કલેમો પઢવો અને દુરૂદ શરીફ પઢવું દુરસ્ત છે. અને આ તરેહના મસલા ઇનશાઅલ્લાહો તઆલા હૈજના અધ્યાયમાં સારી રીતે બયાન કરીશું. ત્યાં જોવું જોઇએ.

૧૩ **મસઅલો** તફસીરની કિતાબોને વગર નહાયે અને વગર વોજુએ અડકવી મકરૂહ છે, અને તરજુમાવાળા કુરઆનને અડકવુ તદન હરામ છે.

## કયા પાણીથી વોજુ કરવું અને નહાવું દુરસ્ત છે અને કયા પાણીથી દુરસ્ત નથી.

૧ **મસઅલો** આસમાનથી વરસેલું પાણી, નદી નાલા, ચશમા કૂવા, તળાવ અને દરીયાના પાણીથી વોજુ અને ગોસલ કરવું દુરસ્ત છે ફરી તે મીઠું પાણી હોય કે ખારૂં હોય.

૨ **મસઅલો** કોઇ ફળ કે ઝાડ કે પાંદડાનાં નીચોવેલા પાણીથી વોજુ કરવું દુરસ્ત નથી એવીજ રીતે જે પાણી તરબુજથી નીકળે છે તેથી તથા શેરડી વગેરેના રસથી વોજુ ગોસલ દુરૂસ્ત નથી.

૩ **મસઅલો** જે પાણીમાં કોઇ બીજી વસ્તુ મળી ગઇ અથવા પાણીમાં કોઇ વસ્તુ પાકવી અને એવું થયું કે હવે વાતચીતમાં તેને પાણી કહેતા નથી પણ તેનું બીજું નામ થયું હોય તો તેથી વોજુ ગોસલ દુરૂસ્ત નથી. જેમકે શરબત, શીરો, સેરવો, સરકો, ગુલાબ, ગાવજુબાનનું અરક વગેરે એથી વોજુ દુરૂસ્ત નથી.

૪ **મસઅલો** જે પાણીમાં કોઇ પાક વસ્તુ પડી અને પાણીનો રંગ અથવા મઝા અથવા બોમાં કંઇ ફરક આવ્યો પણ તે વસ્તુ પાણીમાં પાકવી નથી તેમ પાણીના પાતળા થવામાં કંઈ ફરક આવ્યો નથી દાખલા તરીકે વેહતા પાણીમાં રેત મળી અથવા પાણીમાં ઝાફરાન પડયું અને તેનો હલકો જેવો રંગ ઉતર્યો અથવા સાબુ પડયો. એવી તરેહની બીજી કોઇ વસ્તુ પડી તો આ સઘળી સૂરતોમાં વોજુ ગોસલ દુરસ્ત છે.

૫ **મસઅલો** જો કોઈ વસ્તુને પાણીમાં નાંખીને પાકવી જેથી રંગ મઝા વગેરે બદલાયાં તો તે પાણીથી વોજુ દુરૂસ્ત નથી હા જો એવી વસ્તુ પાકવી જેથી મેલ કુચેલ સારી રીતે સાફ થાય છે અને તેના પાકવાથી પાણી જાડું થયું નહીં હોય તો તેથી વોજુ દુરૂસ્ત છે. જેમકે મુડદું નહવડાવવા માટે બોરડીનાં પાદડાં પાકવે છે તો તેમાં કશી હરકત નથી. હા, જો આટલાં ઘણાં નાખે કે પાણી જાડું થાય તો તેથી વોજુ ગોસલ દુરસ્ત નથી.

૬ **મસઅલો** કપડું રંગવા માટે ઝાફરાન, ઘોળી અથવા શીશીનો રંગ ઘોળ્યો તો વોજુ દુરૂસ્ત નથી.

૭ **મસઅલો** જો પાણીમાં દૂધ મળી ગયું તો જો દૂધને રંગ સારી રીતે પાણીમાં આવી ગયો છે તો વોજુ દુરૂસ્ત નથી અને જો દૂધ ઘણુંજ થોડું હતું જેથી રંગ આવ્યો નથી તો વોજુ દુરૂસ્ત છે.

૮ **મસઅલો** જંગલમાં કેથે થોડું પાણી મલ્યું જ્યાં સૂધી તેના નાપાક થવાનું યકીન નહીં થાય ત્યાં સૂધી તેથી વોજુ કરે માત્ર આ વહેમથી વોજું છોડે નહીં કે કદાપી નાપાક હશે, જો તેના હોવા છતાં તયમ્મોમ કરશે તો તયમ્મોમ થશે નહી.

૯ **મસઅલો** કોઇ કૂવા વગેરેમાં ઝાડનાં પાંદડાં પડયાં અને પાણીમાં બદબો આવવા લાગી અને રંગ તથા મઝા પણ બદલાઈ ગયા તો પણ તેથી વોજુ દુરસ્ત છે. જ્યાં સૂધી કે તેવીજ તરેહ પાતળું રહે.

૧૦ **મસઅલો** જે પાણીમાં નજાસત પડે તેથી વોજુ ગોસલ દુરસ્ત નથી, ફરીતે નાપાકી થોડી હોય અથવા ઘણી હોય. હા, જો વહેતું પાણી હોય તો તે નજાસત પડવાથી નાપાક થશે નહીં. જ્યાં સૂધી તેનો રંગ કે મઝા કે બોમા ફરક પડે નહી. અને જ્યારે નજાસતના કારણથી રંગ અથવા મઝા બદલાઇ અથવા બો આવવા લાગી તો વહેતું પાણી પણ નાપાક થશે તેથી વોજુ દુરૂસ્ત નથી. અને જે પાણી ઘાસ તણખલું પાતરૂં વગેરે વેહી લઇ જાય તો તે વહેતું પાણી છે. ફરી તે ગમે તેટલું આહિસ્તા આહિસ્તા વહેતું હોય.

૧૧ **મસઅલો** ઘણો મોટો હોજ તે છે જે દસ હાથ લાંબો અને દસ હાથ ચોડો હોય અને એટલો ઉંડો હોય કે જો બોબલીથી પાણી લઇએ તો જમીન ખુલે નહીં, એ પણ વહેતા પાણીના જેવો છે. એવા હોજને (દહદરદહ) કહે છે. જો તેમાં એવી નાપાકી પડે કે જે પડા પછી દેખાય નહીં જેવી કે પીશાબ, ખૂન, શરાબ વગેરે તો તેમાં ચારે તરફ વોજુ કરવું દુરૂસ્ત છે. જે તરફ ચાહે વોજુ કરે. પણ જો એવી નાપાકી પડે કે જે દેખાય છે જેમકે મુડદું કુતરૂં તો જે તરફ પડયું હોય તે તરફ વોજુ કરે નહીં, તે વગર જે તરફ ચાહે કરે. હાં, જો આટલા મોટા હોજમાં એટલી નજાસત પડે કે રંગ અથવા મજા અથવા બો બદલાઇ જાય તો નાપાક થઈ જશે.

૧૨ **મસઅલો** જો વીસ હાથ લાંબો અને પાંચ હાથ ચોડો અથવા પચ્ચીસ હાથ લાંબો અને ચાર હાથ ચોડો હોય તે હોજ પણ દહદરદહના જેવો છે.

૧૩ **મસઅલો** ધાબા અથવા છાપરા ઉપર નજાસત પડી છે અને વરસાદ વરસ્યું અને નળમાંથી તે પાણી નીકળ્યું અને અડધું અથવા અડધાથી વધું ધાબુ નાપાક છે તો તે પાણી નજીશ છે. અને જો છત અડધાથી ઓછી નાપાક છે, તો તે પાક છે અને જો નાપાકી નળની પાસેજ હોય અને એટલી હોય કે સઘળું પાણી ( અથવા વધુ પાણી ) લાગીને આવે છે તો તે પાણી નાપાક છે.

૧૪ **મસઅલો** જો પાણી આહિસ્તા અહિસ્તા વેહતું હોય તો ઘણું જલદી જલદી વોજુ કરે નહીં, કે જેથી પોતાનું ધોવણુ પડેલું હાથમાં આવે.

૧૫ **મસઅલો** દહદરદહ હોજમાં જ્યાં ધોવણુ પડયું છે જો ત્યાંથી ફરી પાણી ઉપાડે તો દુરૂસ્ત છે.

૧૬ **મસઅલો** જો કોઇ કાફિર અથવા છોકરૂં બાળક પોતાનો હાથ પાણીમાં નાખે તો પાણી નાપાક થતું નથી. હા, જો તેના હાથમાં નાપાકી લાગેલી હતી એમ જણાય તો નાપાક થશે. પણ નાના બાળકોનો જો કે કંઈ ભરોસો નથી માટે જ્યાં સુધી કોઇ બીજું પાણી મળે ત્યાં સુધી તેના હાથ નાખેલા પાણીથી વોઝુ નહીં કરવું બેહતર છે.

૧૭ **મસઅલો** જે પાણીમાં એવું જાનવર મરે જેમાં વેહતું ખૂન હોતું નથી અથવા તે બહાર મરીને પાણીમાં પડે તો પાણી નાપાક થતું નથી જેમકે મચ્છરો માંખ ભિડ ભરાં તથા મધમાંખ અથવા એવી તરેહની બીજી વસ્તુ હોય.

૧૮ **મસઅલો** જેની પેદાશ પાણીની હોય અને હમેશ પાણીમાં રહ્યા કરતું હોય તેના મરવાથી પાણી બગડતું નથી, પવિત્ર રહે છે. જેવી મછલી, દેડકું, કાચબો, કેકડો વગેરે. અને જો પાણી વગર બીજી કોઇ વસ્તુમાં મરે જેમકે સરકો શીરો દૂધ વગેરેમાં તોપણ નાપાક થાય નહીં. અને જમીનનું દેડકું અને પાણીનું દેડકું બંનેનો એકજ કાયદો છે. એટલે ન એના મરવાથી પાણી નાપાક થાય છે અને ન તેના મરવાથી.—પણ જો ખુશકી ( જમીન ) ના દેડકામાં ખૂન થતું હોય તો તેના મરવાથી પાણી વગેરે જે વસ્તુ હોય તે નાપાક થઇ જશે.

**ફાયદો** પાણીના દેડકાની પેહેચાન આ છે કે તેની આંગળીઓના વચમાં જીલ્લી લાગેલી હોય છે અને ખુશકીના દેડકાની આંગળીઓ જુદી જુદી થાય છે.

૧૯ **મસઅલો** જે જાનવર પાણીમાં રહે છે પણ તેની પેદાશ પાણીની નહીં હોય તેના મરવાથી પાણી બગડે અને નાપાક થાય છે, જેવી રીતે બતક, જળકુકડી ( મુરગાબી ) એવીજ રીતે જો તે કેથે મરે અને પાણીમાં પડે તો પણ નાપાક થાય છે.

૨૦ **મસઅલો** દેડકું કાચબો વગેરે જો પાણીમાં મરીને તદન સડી જાય અને તુકડી તુકડી થઇને પાણીમાં મળી જાય તો પણ પાણી પાક છે; પણ તેનું પીવું અને તેથી ખાણું રાધવું દુરૂસ્ત નથી. હા, વોઝુ ગોસલ તેથી કરી શકે છે.

૨૧ **મસઅલો** તડકામાં તપેલા પાણીથી કોઢ થવાનો ડર હોય છે, માટે તેથી વોઝુ ગોસલ નહીં કરવા બેહેતર છે.

૨૨ **મસઅલો** મુરદાર જાનવરની ખાલને જ્યારે તડકામાં સુકવે અથવા કંઇ દવા વગેરે લગાડી કેળવે કે જેથી તેનું પાણી મરી જાય અને રાખવાથી ખરાબ થાય નહીં તો તે પાક થાય છે. તે પર નમાઝ પઢવી મશક વગેરે બનાવવી, તેમાં પાણી ભરવું પણ દુરૂસ્ત છે. સર્પ, ઉંદર અને ભૂણનાં ચામડાં પાક થતાં નથી. બીજા સઘળાં ચામડાં પાક થાય છે. પણ માણુસના ચામડાથી કોઈ કામ લેવું અને વાપરવું મોટો ગુનોહ છે.

૨૩ **મસઅલો** કુતરૂં, વાનર, બીલાડું, વાઘ વગેરે જેનાં ચામડાં કેળવવાથી પવિત્ર થાય છે તે બિસ્મિલ્લાહ કહી જુબહ કરવાથી પણ ચામડાં પાક થાય છે ફરી તેને કેળવે અથવા નહીં કેળવે. હા, જુબહ કરવાથી એનું માસ પાક થતું નથી અને એને ખાવું પણ દુરૂસ્ત નથી.

૨૪ **મસઅલો** મરેલા જાનવરના વાળ, શીંગડું, હાડકું અને દાંત આ સઘળી વસ્તુ પાક છે, જો પાણીમાં પડશે નાપાક થશે નહીં. હા, જો હાડકું અને દાંત વગેરે ઉપર જો તે મરેલા જાનવરની કંઈ ચીકાસ લાગેલી હોય તો તે નાપાક છે અને પાણી પણ નાપાક થશે.

૨૫ **મસઅલો** માણુસનું પણ હાડકું અને વાળ પાક છે પણ તેને વાપરવા અને કામમાં લાવવાં દુરૂસ્ત નથી પણ ઇજ્જતથી કોઈ જગ્યા દફન કરવાં જોઇએ.

## કૂવાનું વર્ણન.

૧ **મસઅલો** જ્યારે કૂવામાં કંઈ નાપાકી પડે તો કૂવો નાપાક થાય છે. અને ગાળવાથી તે પાક થાય છે ફરી તેમાં થોડી નાપાકી પડી હોય અથવા ઘણી પડી હોય. સઘળું પાણી કાઢવું જોઇએ જ્યારે સઘળું પાણી નીકળી જશે તો પાક થશે. કૂવા-માહેની કાંકરીઓ દીવાર વગેરેને ધોવાની જરૂરત નથી તે સઘળાં આપોઆપ પાક થશે. એવીજ રીતે ડોલ દોરડું જેથી પાણી કાઢું છે તે કૂવાના પાક થવાથી આપોઆપ પાક થશે આ બંનેના ધોવાની પણ કંઇ જરૂર નથી.

**ફાયદો** સઘળું પાણી કાઢવાની આ મતલબ છે કે પાણી ખૂટી જાય અને અડધી ડોલ પણ ભરાએ નહીં.

૨ **મસઅલો** કૂવામાં કબુતર અથવા ચલ્લીનું ઘુ પડે તો તે નાપાક થતો નથી અને મરઘી અથવા બતકના ઘુથી નજીસ થાય છે અને સઘળું પાણી કાઢવું વાજેબ છે.

૩ **મસઅલો** કુતરૂં બિલાડું ગાય બકરૂં પીશાબ કરે અથવા કોઇ બીજી નજાસત પડે તો સઘળું પાણી કાઢવું જોઇએ.

૪ **મસઅલો** જો માણુસ અથવા કુતરૂં અથવા બકરૂં અથવા એના જેટલું કોઇ બીજું જનાવર પડીને મરી જાય તો સઘળું પાણી કાઢવું જોઇએ અને જો બહાર મરે અને ફરી કૂવામાં પડે તો પણ આજ કાયદો છે સઘળું પાણી કાઢવું જોઇએ.

૫ **મસઅલો** જો કોઇ જાનદાર વસ્તુ કૂવામાં મરે અને ફુલે અથવા ફાટે તોપણ સઘળું પાણી કાઢવું જોઇએ. નાનું જાનવર હોય અથવા મોટું તો જો ઉંદર અથવા ચલ્લી મરીને ફુલે અથવા ફાટે તો સઘળું પાણી કાઢવું જોઇએ.

૬ **મસઅલો** જો ઉંદર અથવા ચલ્લી અથવા એની બરાબર કોઈ જાનવર પડીને મરી જાય પણ ફુલે ફાટે નહીં તો વીસ ડોલ કાઢવી વાજેબ છે અને ત્રીસ ડોલ કાઢવી બહેતર છે પણ પ્રથમ ઉંદરને કહાડે ફરી પાણી કાઢવું શરૂ કરે અને જો ઉંદરને નહીં કાઢયો તો આ પાણી કાઢવાની કશી ગણત્રી નથી ઉંદર કાઢયા પછી ફરી પણ તેટલુંજ પાણી કાઢવું પડશે.

૭ **મસઅલો** મોટી છિપકલી જેમાં વહેતું ખૂન થાય છે તેનો કાયદો પણ આજ છે કે જો મરી જાય અને ફુલે ફાટે નહીં તો વીસ ડોલ કાઢવી જોઇએ અને ત્રીસ ડોલ કાઢવી બહેતર છે અને જેમાં વેહતું ખૂન થતું નહીં હોય તેના મરવાથી પાણી નાપાક થતું નથી.

૮ **મસઅલો** જો કબુતર યા મરઘું અથવા બીલાડું અથવા એની બરાબર કોઇ જાનવર પડીને મરી જાય અને ફૂલે ફાટે નહીં તો ચાળીસ ડોલ કાઢવી વાજેબ છે અને સાઠ ડોલ કાઢવી બેહતર છે.

૯ **મસઅલો** જે કૂવા ઉપર જે ડોલ પડી રહેતી હોય તેના હિસાબથી કાઢવી જોઈએ અને જો એટલી મોટી ડોલથી પાણી કાઢે જેમાં ઘણું પાણી સમાય છે તો તેનો હિસાબ કરવો જોઇએ. જો તેમાં બે ડોલ પાણી સમાતું હોય તો બે ડોલ સમજીશું, અને જો ચાર ડોલ સમાતી હોય તો ચાર ડોલ ગણીશું. સારાંશ આ છે કે જેટલી ડોલ પાણી તેમાં સમાય તેના હિસાબથી ખેચાશે.

૧૦ **મસઅલો** જો કૂવામાં એટલો મોટો ધોધ છે કે પાણી કાઢી શકતા નથી, જેટલું કાઢીએ તેટલું તેમાં તરત આવતું જાય છે તો જેટલું પાણી તેમાં તે વખત હસ્તિ ધરાવતું હોય તેનો અંદાજો કરી તેટલું કાઢે

**ફાયદો** પાણીનો અંદાજો કરવાની ઘણી રીત છે એક આ કે દાખલા તરીકે પાંચ હાથ પાણી છે તો એકદમ એક પછી એક સો ડોલ કાઢીને જુઓ કે કેટલું પાણી ઓછું થયું, જો એક હાથ ઓછું થયું હોય તો આથી હિસાબ કરી લો કે સો ડોલમાં એકે હાથ પાણી ખુટું તો પાંચ હાથ પાણી પાનસો ડોલમાં નીકળી જશે. બીજો આ કે જે લોકોને પાણી વિષે જાણ હોય અને તેનો અંદાજો કરતાં આવતો હોય એવા બે દીનદાર મુસલમાનોથી અંદાજો કરાવો તેઓ જેટલું કહે તેટલું કઢાઓ અને જ્યાં આ બને તરીકા નહીં બની શકે ત્યાં ત્રણસો ડોલ કઢાઓ.

૧૧ **મસઅલો** કૂવામાં મરેલો ઉંદર અથવા બીજું કોઇ જાનવર નીકળ્યું અને ક્યારે પડયું તે જણાયું નથી અને તે ફુલેલું કે ફાટેલું નથી તો જે લોકોએ તે કુવાથી વોજુ કર્યું છે તેઓ એક દિવસ રાતની નમાઝ ફરી પઢે અને તે પાણીથી જે કપડાં ધોવાયાં છે તેને ફરી ધોવાં જોઇએ. અને જો ફુલ્યું કે ફાટેલું છે તો ત્રણ રાત દિવસની નમાઝો દોરવવી જોઇએ. હા, જે લોકોએ તે પાણીથી વોજુ કર્યું નથી તેઓ દોરવે નહી. આ મસઅલો એહતેયાતનો છે. અને કેટલાક આલેમોએ આ કહ્યું છે કે જે વખતથી કૂવાનું નાપાક થવું જણાયું છે તે વખતથી નાપાક સમજે. આથી પેહેલાની નમાઝ વોજુ સઘળાં દુરસ્ત છે. જો કોઇ આ વાત ઉપર અમલ કરે તોએ દુરસ્ત છે.

૧૨ **મસઅલો** જેને નહાવાની જરૂરત છે તે જો ડોલ વગેરે ઢુંઢવા માટે કૂવામાં ઉતરે અને તેના બદન તથા કપડાં ઉપર કોઇ તરેહની નાપાકી નથી તો તે કૂવો નાપાક થશે નહીં. એવીજ રીતે જો કાફિર ઉતરે અને તેનાં કપડાં તથા બદન ઉપર નજાસત નથી તોપણ કૂવો પાક છે. બેશક જો નજાસત લાગી હોય તો નાપાક થશે અને પાણી કાઢવું પડશે. અને જો શક હોય કે કપડું પાક છે કે નાપાક છે એવું જણાયું નથી તોપણ કૂવો પાક ગણાશે. પણ જો દિલની તસલ્લી માટે વીસ અથવા ત્રીસ ડોલ કઢાવે તોપણ કશો દોષ નથી.

૧૩ **મસઅલો** કૂવામાં જો બકરૂં અથવા ઉંદર પડયું અને જીવતું નીકળી આવ્યું તો પાણી પાક છે કંઇ કઢાશે નહીં.

૧૪ **મસઅલો** ઉંદરને બીલાડીએ પકડયો અને તેના દાંત લાગવાથી ઝખમી થયો છે ફરી તેથી છૂટીને તેવીજ તરેહ ખૂનમાં ખરડાએલો તે કૂવામાં પડયો તો સઘળું પાણી કાઢવામાં આવે.

૧૫ **મસઅલો** ઉંદર નળમાંથી નીકળીને નાઠો અને તેના દેહ ઉપર નજાસત લાગેલી છે ફરી કૂવામાં પડયો તો સઘળું પાણી કાઢવું જોઇએ ફરીતે ઉંદર કૂવામાં મરે અથવા જીવતો નીકળે.

૧૬ **મસઅલો** ઉંદરની પુછડી કટાઇને પડી તો સઘળું પાણી કાઢવું જોઇએ. એવીજ રીતે છિપકલી જેમાં ખૂન હોય છે તેની પૂછડી પડવાથી પણ સઘળું પાણી કાઢવામાં આવે.

૧૭ **મસઅલો** જે વસ્તુના પડવાથી કૂવો નાપાક થયો છે જો તે વસ્તુ મેહનત કર્યા છતાં નીકળી શકે નહીં તો જોવું જોઇએ કે તે ચીજ કેવી છે? જો તે વસ્તુ એવી છે કે પોતે તો પાક છે પણ નાપાકી લાગવાથી નાપાક થાય છે જેવી રીતે નાપાક કપડું નાપાક દડી, નાપાક જોડો તો તેનું કાઢવું માફ છે, તેવીજ રીતે પાણી કાઢો. અને જો તે વસ્તુ એવી છે કે પોતે નાપાક છે જેવી રીતે મરેલું જાનવર ઉંદર વગેરે તો જ્યાં સૂધી તેનું સડીને માટી થવાની ખાતરી નહીં થાય ત્યાં સૂધી કૂવો પાક થઇ શકતો નથી, અને જ્યારે આ ખાતરી થાય ત્યારે સઘળું પાણી કાઢે કૂવો પાક થઈ જશે.

૧૮ **મસઅલો** જેટલું પાણી કૂવામાંથી કાઢવાની જરૂર છે તેને જોઇએ એકદમ કાઢે જોઇએ થોડું થોડું કાઢે દરેક રીતે પાક થશે.

## જાનવરોના ઓટવાનું વર્ણન

**માણસનું** ઓટેલું પાક છે જોઈએ કાફિર બેદીન હોય અથવા હૈજવાળી હોય અથવા નાપાક હોય અથવા નિફાસમ હોય દરેક હાલતમાં પાક છે. એવીજ રીતે પરસેવો પણ એઓનો પાક છે હા, જો એઓના હાથમાં અથવા મોંમાં નાપાકી લાગી હોય તો તેથી તે ઓટેલું નાપાક થશે.

૧ **મસઅલો** કૂતરાનું ઓટેલું નાપાક છે, જો કોઇ વાસણમાં મોં નાંખે તો ત્રણવાર ધોવાથી પાક થશે ફરી તે માટીનું વાસણ હોય કે તાંબા વગેરેનું હોય, ધોવાથી સઘળાં પાક થાય છે. પણ બેહતર આ છે કે સાતવાર ધુવે, અને એકવાર માટી લગાડીને માંજે કે જેથી સારી રીતે સાફ થાય.

૨ **મસઅલો** ભુંડનું ઓટેલું પણ નાપાક છે એવીજ રીતે વાઘ, વાનર, વરૂ વગેરે જેટલા ફાડી ખાનાર જાનવરો છે સર્વનું ઓટેલું નાપાક છે.

૩ **મસઅલો** બિલાડીનું ઓટેલું પાક તો છે પણ મકરૂહ છે, તો બીજું પાણી હોવા છતાં તેથી વોઝુ કરે નહીં; હા, જો બીજું પાણી નહીં મળે તો તેથી વોઝુ કરે.

૪ **મસઅલો** દૂધ તરકારી વગેરેમાં બીલાડીએ મોં નાખ્યું તો જો માલદાર હોય તો તેને નહીં ખાએ અને ગરીબ માણસ હોય તો ખાએ એમાં કશો બાધ કે ગુનોહ નથી, એટલુંજ નહીં પણ એવા માણસ માટે તો મકરૂહ પણ નથી.

૫ **મસઅલો** બીલાડીએ ઉંદર ખાધો અને તરત આવીને વાસણમાં મોં નાખ્યું તો તે નાપાક થશે, અને જો થોડી વાર થોભીને મોં નખે અને પોતાના મોંને જીભથી ચાટી ચુકી છે તો નાપાક થશે નહીં પણ મકરૂહ થશે.

૬ **મસઅલો** ખુલેલી મરઘી જે અહીં તહીં ગંદી નાપાકી વસ્તુ ખાતી ફરે છે તેનું એઠેલું મકરૂહ છે. અને જે મરઘી બાંધાયલી રહે છે તેનું એઠેલું મકરૂહ નથી પણ પાક છે.

૭ **મસઅલો** શીકાર કરનાર પક્ષી જેમકે સકરો બાઝ વગેરે એનું એઠેલું પણ મકરૂહ છે. પણ જે પાળેલું હોય અને મરેલું ખાઇ શકતું નહીં હોય તેમ તેની ચાંચમાં કઇ નાપાકી લાગવાની સંદેહ નહીં હોય તેનું એઠેલું પાક છે.

૮ **મસઅલો** હલાલ જાનવર જેવાં કે દુમ્બો બકરૂં ઘેટું ગાય ભેંસ હરણ વગેરે, અને હલાલ પક્ષી જેવાં કે મેના પોપટ ચલ્લી ફાખતા આ સઘળાનું એઠેલું પાક છે. એરીજ રીતે ઘોડાનું એઠેલું પણ પાક છે.

૯ **મસઅલો** જે જાનવરો ઘરમાં રહે છે જેમકે સાપ વિંછુ ઉંદર છિપકલી, વગેરે એઓનું એઠેલું મકરૂહ છે.

૧૦ **મસઅલો** જો ઉંદર રોટલો કતરી ખાએ તો તે જગ્યાએથી જગા તોડીને ફરી ખાવું બેહતર છે.

૧૧ **મસઅલો** ગધેડા ખચ્ચરનુ એઠેલું પાક તો છે પણ વોજુ થવામાં શક છે તો જો કેથે માત્ર ગધેડા અને ખચ્ચરનું એઠેલું પાણી મળે અને તેના વગર બીજું પાણી નહીં મળે તો વોજુ તયમ્મોમ પણ બંને કરે. ફરી જોઇએ પ્રથમ વોજુ કરે જોઇએ પ્રથમ તયમ્મોમ કરે બંને વાતોનો અખત્યાર છે

૧૨ **મસઅલો** જે જાનવરોનું એઠેલું નાપાક છે તેનો પરસેવો પણ નાપાક છે. અને જેનું એઠેલું પાક છે તેનો પરસેવો પણ પાક છે. અને જેનું એઠેલું મકરૂહ છે તેનો પસીનો પણ મકરૂહ છે. અને ગધેડા તથા ખચ્ચરનો પસીનો પાક છે. કપડાને કે બદનને લાગી જાય તો ધોવું વાજેબ નથી પણ ધોવું બેહતર છે.

૧૩ **મસઅલો** કોઇએ બીલાડું પાળ્યું અને તે પાસે આવીને બેસે છે અને હાથ વગેરે ચાટે છે, તો જ્યાં ચાટે અથવા તેની રાલ લાગે તેને ધોઇ નાખવું જોઇએ. જો નહીં ધોઇ એરીજ રીતે રહેવા દીધી તો મકરૂહ છે અને બુરૂ કર્યું.

૧૪ **મસઅલો** પારકા પુરૂષનું એઠેલું ખાવું અને પીવું સ્ત્રીને મકરૂહ છે. જો તે જાણતી હોય કે આ તેનું એઠેલું છે અને જો જાણતી નહીં હોય તો મકરૂહ નથી.

## તયમ્મોમનું વર્ણન.

૧ **મસઅલો** જો કોઇ જંગલમાં છે અને તદન જણાયું નથી કે પાણી ક્યાં છે અને ત્યાં કોઇ માણસ પણ એવું નહીં હોય કે તેને પૂછે તો એવા વખતે તયમ્મોમ કરે અને જો કોઇ માણસ મળ્યું અને તેણે એક માઇલ શરઇની અંદર પાણીનો પત્તો આપ્યો અને તેના સાચા થવાની વધુ ધારના થાય છે અથવા માણસ તો નહીં મળ્યું કોઇ નિશાનથી તેનો જીવ

પોતે કહે છે કે હીયાં એક માઇલ શરઈની અંદર કેથે પાણી જરૂર છે તો પાણીની એટલી ઢુંઢ કરવી જોઇએ કે તેને તથા તેના સાથીઓને કોઇ તરેહની તકલીફ તથા નુકસાની થાય નહીં, અને વગર ઢુંઢે તયમ્મોમ કરવું દુરૂસ્ત નથી. અને જો પુરતી ખાતરી હોય કે પાણી શરઇ એક માઇલની અંદર છે તો પાણી લાવવું વાજેબ છે.

**ફાયદો** શરઇ માઇલ અંગ્રેજી માઇલથી જરા મોટો થાય છે. એટલે અંગ્રેજી એક પૂરો માઇલ અને આઠમો ભાગ માઇલનો થઇને શરઈ એક માઇલ થાય છે

૨ **મસઅલો** જો પાણીનો પત્તો લાગ્યો પણ પાણી એક માઇલ દૂર છે તો આટલું આઘે જઇને પાણી લાવવું વાજેબ નથી એટલુંજ નહીં પણ તયમ્મોમ કરવું દુરૂસ્ત છે.

૩ **મસઅલો** જો કોઇ આબાદીથી એક માઇલને છેટે હોય અને એક માઇલથી પાસે કેથે પાણી નહીં મળે તોપણ તયમ્મોમ કરવું દુરસ્ત છે. જોઇએ મોસાફેર હોય અથવા મોસાફેર નહીં હોય અને થોડે આઘે જવા નીકળી હોય.

૪ **મસઅલો** જો માર્ગમાં કુવો તો મળ્યો પણ ડોલ દોરડું પાસે નથી જેથી પાણી કાઢી શકતી નથી તેમ કોઇ પાસે માંગ્યાથી પણ મળી શકતી નથી તોપણ તયમ્મોમ દુરૂસ્ત છે.

૫ **મસઅલો** જો કેથે પાણી મળ્યું પણ ઘણું થોડું છે, તો જો તે એટલું હોય કે એક એક વાર મોં અને બંને હાથ તથા બંને પગ ધોઇ શકે છે તો તયમ્મોમ કરવું દુરસ્ત નથી. પણ એક એકવાર એ અવ્યવને ધુવે અને માથાનો મસહ કરે. અને કોગળો વગેરે કરવાં વોજુની સુનંતો છોડી દે. અને એટલું પણ નહીં હોય તો તયમ્મોમ કરે.

૬ **મસઅલો** જો બીમારીને લીધે પાણી નુકશાન કરતું હોય કે જો વોજુ કે ગોસલ કરશે તો બીમાર પડી જશે અથવા સાજા થવામાં વાર લાગશે તોપણ તયમ્મોમ દુરસ્ત છે. પણ જો ટંડુ પાણી નુકશાન કરતું હોય અને ગરમ પાણી નુકસાન નહીં કરતું હોય તો ગરમ પાણીથી વોજુ ગોસલ કરવાં વાજેબ છે. હા, જો એવી જગ્યા હોય કે ગરમ પાણી મળી શકતું નથી તો તયમ્મોમ કરવું દુરૂસ્ત છે.

૭ **મસઅલો** જો પાણી પાસે છે એટલે ખાતરીથી તે એક માઇલથી ઓછું આઘે છે તો તયમ્મોમ કરવું દુરૂસ્ત નથી. જઇને પાણી લાવવું અને વોજુ કરવું વાજેબ છે. પુરૂષોથી લાજના કારણથી અથવા પરદાના કારણથી નહીં જવું અને તયમ્મોમ કરવું દુરૂસ્ત નથી. જે પરદાથી શરીઅતનો કોઇ હુકમ છુટતો હોય તેવો પરદો દુરસ્ત નથી અને હરામ છે. બુરકો ઓઢીને અથવા સઘળુ બદન પીછોડીથી ઓઢીને જવું વાજેબ છે. હા, લોકોની સામે બેસીને વોજુ કરે નહીં. અને તેઓની સામે મોં હાથ ખોલે નહીં.

૮ **મસઅલો** જ્યાં સુધી પાણીથી વોજુ કરી શકે નહીં ત્યાં સુધી બરાબર તયમ્મોમ કરતી રહે, ફરી ગમે તેટલા દિવસ ગુજરે કંઇ ખિયાલ કે વસવસો લાવે નહીં જેટલી પાકી વોજુ ગોસલ કરવાથી થાય છે તેટલીજ પાકી તયમ્મોમથી થાય છે.-એમ સમજવું નહીં કે તયમ્મોમથી સારી રીતે પાક થતી નથી.

૯ **મસઅલો** જો પાણી વેચાતું મળે છે તો તેણીની પાસે કીમત નહિ હોય તો તયમ્મોમ કરવું દુરસ્ત છે. અને જો કીમત પાસે છે અને તે માર્ગના કિરાયા ભાડાની જરૂરતથી વધુ પણ છે તો ખરીદવું વાજેબ છે. હા, જો એટલું મોઘું વેચે કે તેટલી કામનું કોઇના કરવામાં નહીં આવે તો ખરીદવું વાજેબ નથી તયમ્મોમ કરવું દુરસ્ત છે. અને જો કિનારા વગેરે માર્ગના ખરચથી વધુ કીમત નથી તોપણ ખરીદવું વાજેબ નથી તયમ્મોમ કરવું દુરસ્ત છે.

૧૦ **મસઅલો** જો કેથે એટલી સરદી પડે અને બરફ પડતું હોય કે નહાવાથી મરવાનો અથવા બીમાર થવાનો ખોફ છે, અને રજાઇ ગોદડું વગેરે કોઇ એવી વસ્તુ પણ નથી કે નહાઇને તેમાં ઊંઘ લીએ તો એવી બીમારીના વખતે તયમ્મોમ કરવું દુરસ્ત છે.

૧૧ **મસઅલો** જો કોઇના અડધાથી વધુ બદન ઉપર ઝખમ છે અથવા શીળી નીકળી છે તો નહાવું વાજેબ નથી પણ તયમ્મોમ કરે.

૧૨ **મસઅલો** જો કોઇએ મેદાનમાં તયમ્મોમ કરીને નમાઝ પઢી અને પાણી ત્યાંથી પાસે હતું પણ તેને ખબર નહોતી તો તયમ્મોમ અને નમાઝ બંને દુરસ્ત છે. જ્યારે જણાય તો દોહરાવવું વાજેબ નથી.

૧૩ **મસઅલો** જો સફરમાં કોઇ બીજા પાસે પાણી હોય તો પોતાના જીવમાં જુવે, જો અંદરથી દિલ કહે કે જો હું માંગોશ તો પાણી મળશે ત્યાં વગર માગે તયમ્મોમ કરવું દુરસ્ત નથી. અને જો માંહેથી દિલ કહેતું હોય કે માંગવાથી તે શખ્સ પાણી આપશે નહીં તો વગર માંગે પણ તયમ્મોમ કરીને નમાઝ પઢવી દુરસ્ત છે. પણ જો નમાઝ પછી તેનાથી પાણી માગ્યું અને તેણે આપ્યું તો નમાઝ ફરીથી પઢવી પડશે.

૧૪ **મસઅલો** જો ઝમઝમતું પાણી ઝમઝમીમાં ભરેલું છે તો તયમ્મોમ કરવું દુરસ્ત નથી ઝમઝમીઓને ખોલીને તેના પાંણીથી વોજુ કરવું વાજેબ છે.

૧૫ **મસઅલો** કોઇની પાસે પાણી તો છે પણ રસ્તો એવો ખરાબ છે કે કેથે પાણી મળી શકતું નથી માટે માર્ગમાં તરસને લીધે તકલીફનો તથા હલાક થવાનો ડર છે તો વોજુ કરે નહીં. તયમ્મોમ કરવું દુરસ્ત છે.

૧૬ **મસઅલો** જો ગોસલ કરવું નુકશાન કરે છે અને વોજુ નુકસાન કરતું નથી તો ગોસલની જગ્યા તયમ્મોમ કરે અને વોજુની જગ્યા વોજુ કરવું જોઇએ.

૧૭ **મસઅલો** તયમ્મોમ કરવાનો તરીકો (રીત) આ છે કે બંને હાથ પવિત્ર જમીન ઉપર મારે અને સઘળા મોં ઉપર ફેરવે, ફરી બીજીવાર પણ પાક જમીન ઉપર બંને હાથ મારે અને હાથો પર કોણી સુદ્ધાં ફેરવે ચુડીઓ કંગણુ વગેરેની વચ્ચે સારી રીતે ફેરવે, જો તેના ધાર્વામાં નખ જેટલી પણ કોઈ જગ્યા રહી જશે તો તયમ્મોમ થશે નહીં. અંગુઠી છલ્લાં ઉતારે કે જેથી કોઇ જગ્યા રહી જાય નહીં. આંગળીઓમાં ખિલાલ કરે. જ્યારે આ બંને કામ કર્યા તો તયમ્મોમ થઇ ગયું.

૧૮ **મસઅલો** માટી ઉપર હાથ મારીને તેને ઝડકે કે જેથી હાથોપર અને મોંપર ભભૂત લાગી જાય નહીં અને સૂરત બગડે નહીં.

૧૯ **મસઅલો** જમીન વગર બીજી જે વસ્તુ માટીની જાતની હોય તેપર પણ તયમ્મોમ દુરસ્ત છે. જેમકે માટી, રેત, પથ્થર, છોઈ, ચૂનો, હરતાલ, સુરમો, ગેરૂ વગેરે અને જે વસ્તુ માટીની જાતથી નહીં હોય તેથી તયમ્મોમ દુરસ્ત નથી જેવાં કે સોનુ, ચાંદી, જસત, ઘઉં, લાકડી, કપડું અને અનાજ વીગેરે, હા. જો આ ચીજો ઉપર માટી લાગી હોય તે વખત બેશકક તેના ઉપર તયમ્મોમ દુરસ્ત છે.

૨૦ **મસઅલો** જે વસ્તુ આગમાં બળે નહીં અને ગળે નહી તે વસ્તુ માટીની જાતથી છે, તેપર તયમ્મોમ દુરસ્ત છે. અને જે વસ્તુ બળીને રાખ થાય અથવા ગળી જાય તે ઉપર તયમ્મોમ દુરસ્ત નથી એવીજ રીતે રાખ ઉપર પણ તયમ્મોમ દુરસ્ત નથી.

૨૧ **મસઅલો** તાબાના વાસણ, તકયો, ગાદી વગેરે કપડાં ઉપર તયમ્મોમ કરવું દુરસ્ત નથી. હા, જો તેના ઉપર એટલી ધુળ છે કે હાથ મારવાથી સારી રીતે ઉડે છે અને હથેલીઓમાં સારી રીતે લાગી જાય છે તો તયમ્મોમ દુરસ્ત છે. અને જો હાથ મારવાથી જરા જરા ધુલ ઉડે છે તોપણ તેના ઉપર તમમ્મોમ દુરસ્ત નથી. અને માટીના ઘડા બંધણીપર તયમ્મોમ દુરસ્ત છે, ફરી તેમાં પાણી ભરાયલું હોય અથવા નહીં હોય પણ જો તેના ઉપર લાખ ફેરવી હોય તો તમમ્મોમ દુરસ્ત નથી.

૨૨ **મસઅલો** જો પથ્થર ઉપર તદન માટી નહીં હોય તો એ તયમ્મોમ દુરસ્ત છે. એટલુંજ નહીં પણ તે પાણીથી સારી રીતે ધોવાયો હોય તોપણ દુરસ્ત છે હાથ ઉપર ધુળ લાગવાની કશી જરૂર નથી. એવીજ રીતે પાકી ઈંટ ઉપર પણ તયમ્મોમ દુરસ્ત છે ફરી તેના પર ધુળ હોય અથવા નહીં હોય.

૨૩ **મસઅલો** કીચડથી તયમ્મોમ કરવું દુરસ્ત છે, પણ લાએક નથી. જો કે તે કીચડ વગર કોઇ બીજી વસ્તુ નહીં મળે તો આ યુકતી કરે કે પોતાના કપડાંમાં કીચડ થયેડે, જ્યારે તે સુકાઇ જાય તો તેના ઉપર તયમ્મોમ કરે. હા, જો નમાઝનો વખત જતો રહેતો હોય તો તે વખત જેવી રીતે બની શકે સુકાથી લીલાથી તયમ્મોમ કરે નમાઝ કજા થવા દે નહીં.

૨૪ **મસઅલો** જો જમીન ઉપર પીશાબ વગેરે કોઇ નજાસત પડી અને તડકાથી સુકાઇ ગઇ અને બદબો પણ જતી રહી તો તે જમીન પાક થઈ ગઇ તેના પર નમાઝ દુરસ્ત છે પણ તે જમીન ઉપર તયમ્મોમ કરવું દુરસ્ત નથી. જ્યારે જણાયું હોય કે આ જમીન એવીજ છે તો અને જો જણાયું નથી તો વહેમ કરે નહીં.

૨૫ **મસઅલો** જેવી રીતે વોઝુની જગ્યા તયમ્મોમ દુરસ્ત છે તેવીજ રીતે ગોસલની જગ્યા પણ લાચારીને વખતે તમમ્મોમ દુરસ્ત છે. વોઝુ અને ગોસલનાં તયમ્મોમમાં કાઇ ફેર નથી બંને એકજ તરીકાથી છે.

૨૬ **મસઅલો** જો કોઇને બતલાવવા માટે તયમ્મોમ કરીને દેખાડયું પણ પોતાના દિલમાં તયમ્મોમ કરવાની નૈયત નથી માત્ર તેને દેખાડવાનીજ ગરજ છે તો તેનું તયમ્મોમ થશે નહીં. કારણ કે તયમ્મોમ દુરસ્ત થવામાં તયમ્મોમ કરવાનો ઇરાદો હોવો અગત્યનો છે. તો જ્યારે તયમ્મોમ કરવાનો વિચાર નહીં હોય માત્ર બીજાને બતાવવા અને દેખાડવાની ગરજ હોય તો તયમ્મોમ થશે નહીં.

૨૭ **મસઅલો** તયમ્મોમ કરતી વેળા પોતાના દિલમાં માત્ર આટલો ઈરાદો કરે કે હું પવિત્ર થવા માટે તયમ્મોમ કરૂં છું, અથવા નમાઝ પઢવાને માટે તયમ્મોમ કરૂં છું, તો તયમ્મોમ થઇ જશે અને આવી નૈયત કરવી કે હું વેજુનું અથવા ગોસલનું તયમ્મોમ કરૂં છું એની જરૂર નથી.

૨૮ **મસઅલો** જો કુરઆન મજીદના પકડવા માટે તયમ્મોમ કર્યું હોય તો તેથી નમાઝ પઢવી દુરૂસ્ત નથી. અને જો એક નમાઝ માટે તયમ્મોમ કર્યું તો બીજા વખતની નમાઝ પણ તેથી પઢવી દુરૂસ્ત છે, અને કુરઆન મજીદનું અડકવું પણ તે તયમ્મોમથી દુરૂસ્ત છે.

૨૯ **મસઅલો** કોઇને નહાવાની પણ જરૂરત છે અને વેજુ પણ નથી તો એકજ તયમ્મોમ કરે બંને માટે જૂદ જૂદ તયમ્મોમ કરવાની જરૂરત નથી.

૩૦ **મસઅલો** કોઇએ તયમ્મોમ કરીને નમાઝ પઢી ફરી પાણી મળ્યું અને વખત હજુ બાકી છે તો નમાઝ ફરીથી પઢવી વાજેબ નથી તે નમાઝ તયમ્મોમથી દુરૂસ્ત થઇ

૩૧ **મસઅલો** જો પાણી એક માઇલ શરઇ દુર નથી. પણ વખત ઘણું તંગ છે. જો પાણી લેવા જશે તો વખત જતો રહેશે, તો પણ તયમ્મોમ દુરસ્ત નથી પાણી લાવે અને કજા પઢે.

૩૨ **મસઅલો** પાણી હોવા છતાં કુરઆન મજીદને હાથ લગાડવા તયમ્મોમ કરવું દુરૂસ્ત નથી.

૩૩ **મસઅલો** જો આગળ ચલતાં પાણી મળવાની આશા છે તો બહેતર આ છે કે પ્રથમ વખતમા નમાઝ પઢે નહીં પણ પાણીની વાટ જુએ. પણ આટલી વાટ જુએ નહીં કે વખત મકરૂહ થાય. અને જો પાણીની વાડ નહીં જુએ અને પ્રથમ વખતમાંજ નમાઝ પઢી તો પણ દુરૂસ્ત છે.

૩૪ **મસઅલો** જો પાણી પાસે છે પણ આ બીક છે કે જો આગગાડી ઉપરથી ઉતરીશ તો રેલ ચાલી જશે તો પણ તયમ્મોમ દુરસ્ત છે અથવા સાપ વગેરે કોઇ જાનવર પાણીની પાસે છે જેથી પાણી લઇ શકતી નથી તા પણ તયમ્મોમ દુરસ્ત છે.

૩૫ **મસઅલો** સામાન સાથે પાણી મુકેલું હતું પણ યાદ રહ્યું નહીં; અને તયમ્મોમ કરીને નમાઝ પઢી ફરી યાદ આવ્યું કે મારા સામાનમાં તો પાણી મુકેલું છે તો હવે નમાઝને દોહરાવવી વાજેબ નથી.

૩૬ **મસઅલો** જેટલી વસ્તુવી વેજુ તુટે છે તેથી તયમ્મોમ પણ તુટે છે; અને પાણી મળવાથી પણ તયમ્મોમ તુટે છે એવીજ રીતે જો તયમ્મોમ કરીને આગળ ચાલા અને એક માઇલ શરઇથી ઓછા અંતરે પાણી રહ્યું હોય તો પણ તયમ્મોમ તુટી ગયું.

૩૭ **મસઅલો** જો વેજુનું તયમ્મોમ છે તો વેજુ જેટલું પાણી મળવાથી તયમ્મોમ તુટશે. અને ગોસલનું તયમ્મોમ છે તો ગોસલના જેટલું પાણી મળવાથી તયમ્મોમ તુટશે જો પાણી ઓછું મળ્યું તો તયમ્મોમ તુટશે નહીં,

૩૮ **મસઅલો** જો માર્ગમાં પાણી મળ્યું પણ તેને પાણીની કંઇ ખબર પડી નહીં અને જણાયુંજ નથી કે ક્યાં પાણી છે તો પણ તયમ્મોમ તુટયું નથી એવીજ રીતે જો

માર્ગમાં પાણી મળ્યું અને જણાઇ પણ ગયું પણ રેલગાડીથી ઉતરી શકી નહીં તોપણ તયમ્મોમ તુટયું નથી.

૩૯ **મસઅલો** જો માંદગીને લીધે તયમ્મોમ કર્યું છે તો જ્યારે વોજુ કે ગોસલ નુકસાન નહીં કરે તેટલી બીમારી જતી રહેવાથી હવે વોજુ તથા ગોસલ કરવું વાજેબ છે.

૪૦ **મસઅલો** પાણી નહીં મળ્યું જેથી તયમ્મોમ કર્યું ફરી એવી માંદી પડી જેથી પાણી નુકસાન કરે છે ફરી બીમારી પછી પાણી મળ્યું તો હવે જે તયમ્મોમ પાણી નહીં મળવાને લીધે કર્યું હતું તે તયમ્મોમ રહ્યું નથી તેથી ફરી તયમ્મોમ કરે.

૪૧ **મસઅલો** જો નહાવાની જરૂર હતી માટે ગોસલ કર્યું પણ જરા સરખું બદન સુકુ રહી ગયું અને પાણી પૂરૂં થયું તો હવે તે પવિત્ર થઇ નથી માટે તેણીને તયમ્મોમ કરવું જોઇએ. જ્યારે કેયે પાણી મળે તો તેટલી સુકી જગ્યા ધુવે. ફરીથી નહાવાની જરૂરત નથી.

૪૨ **મસઅલો** જો એવા વખતમાં પાણી મળ્યું કે વોજુ પણ તુટી ગયું તો તે સુકી જગ્યાને પ્રથમ ધુવે, અને વોજુ માટે તયમ્મોમ કરે. અને જો પાણી એટલું ઓછું છે કે વોજુ તો થઇ શકે છે પણ તે સુકી જગ્યા તેટલાં પાણીમાં ધોવાતી નથી તો વોજુ કરે અને તે સુકી જગ્યા માટે ગોસલનું તયમ્મોમ કરે. હા, જો આ ગોસલનું તયમ્મોમ પ્રથમ કરી ચુકી છે તો હવે ફરી તયમ્મોમ કરવાની જરૂરત નથી. તેજ આગલું તયમ્મોમ બસ છે.

૪૩ **મસઅલો** કોઇનું કપડું અથવા બદન પણ નાપાક છે અને વોજુની પણ જરૂરત છે અને પાણી થોડું છે તો બદન અને કપડું ધુવે અને વોજુને બદલે તયમ્મોમ કરે.

## મોઝા ઉપર મસહ કરવાનું વર્ણન.

૧ **મસઅલો** જો ચામડાના મોઝા વોજુ કરીને પેહેરે અને ફરી વોજુ તુટે તો ફરીથી વોજુ કરતી વેળા મોઝા ઉપર મસહ કરવો દુરૂસ્ત છે. અને જો મોઝા ઉતારીને ફરી ધોયા કરે તો સર્વથી બહેતર છે.

૨ **મસઅલો** જો તે મોઝા એટલા નાના હોય કે ઘુંટી મોજા અંદર ઢંકાયલી નહીં હોય તો તે પર મસહ દુરૂસ્ત નથી. એવીજ રીતે જો વગર વોજુએ મોઝા પેહેર્યા તો તે પર પણ દુરૂસ્ત નથી ઉતારીને ફરી ધોવું જોઇએ.

૩ **મસઅલો** સફરમાં ત્રણ રાત અને ત્રણ દિવસ સુધી મોઝા પર મસહ કરવો દુરૂસ્ત છે. અને જો સફરમાં નહીં હોય તો તેને એક દિવસ એક રાત. અને જે દિવસથી વોજુ તુટે તે વખતથી એક દિવસ રાત અથવા ત્રણ દિવસ રાતનો હિસાબ કરવામાં આવશે દાખલા તરીકે જો કોઇએ જોહર વખત વોજુ કરીને મોઝા પહેર્યાં ફરી સૂર્યાસ્ત વખતે વોજુ તુટયું તો આગલા દિવસે સૂર્યાસ્ત સુધી મસહ કરવો દુરૂસ્ત છે અને સફરમાં ત્રીજા દિવસના સૂર્યાસ્ત સુધી. જ્યારે સૂર્ય ડુબ્યો તો હવે મસહ કરવો દુરૂસ્ત નથી.

૪ **મસઅલો** જો કોઇ એવી વાત થાય જેથી નહાવું વાજેબ થયું તો મોઝા ઉતારીને નહાએ ગોસલમાં મોઝા ઉપર મસહ કરવો દુરૂસ્ત નથી.

૫ **મસઅલો** મોઝાના ઉપરની તરફ મસહ કરે તળવાની તરફ મસહ કરે નહીં.

૬. **મસઅલો** મોઝા ઉપર મસહ કરવાનો તરીકો આ છે કે હાથની આંગળીઓ તર કરીને આગળની તરફ મુકે. આંગળીઓ સીધી મોઝા ઉપર રાખે અને હથેલી મોઝાથી અલગ રાખે ફરી તેને ખેંચીને ઘુંટી તરફ લઈ જાય. અને જો આંગળીઓ સાથે હથેલી પણ રાખે અને હથેલી સુદ્ધાં આંગળીઓને ખેંચીને લઇ જાય તો પણ દુરૂસ્ત છે.

૭. **મસઅલો** જો કોઈ ઉલટો મસહ કરે એટલે ઘુંટી તરફથી ખેંચને આંગળીઓ તરફ લાવે તો પણ દુરસ્ત છે, પણ મૂસ્તહબ વિરૂદ્ધ છે. એવીજ રીતે જો લાંબાઇમાં મસહ નહીં કરે પણ મોઝાની ચોપાઇમાં મસહ કરે તો પણ દુરૂસ્ત છે, પણ મૂસ્તહબ વિરૂદ્ધ છે.

૮. **મસઅલો** જો તલયા તરફ અથવા એડીમાં અથવા મોઝાની આજુ બાજુ મસહ કરે તો આ મસહ દુરૂસ્ત નથી.

૯. **મસઅલો** જો પૂરી આંગળીઓ મોઝા ઉપર નહીં રાખે પણ માત્ર આંગળીઓનાં માથાં મોઝા ઉપર મુકયાં અને આંગળીઓને ઉભી રાખી તો આ મસહ દુરૂસ્ત નથી. હા, જો આંગળીઓથી પાણી બરાબર ટપકતું હોય અને વહીને ત્રણ આંગળીઓ જેટલું પાણી મોઝાને લાગે તો દુ:સ્ત થશે.

૧૦. **મસઅલો** મસહમાં મુસ્તહબ આ છે કે હથેલી તરફથી મસહ કરે. અને જો કોઇ હથેલીની બીજી બાજુથી મસહ કરે તોપણ દુરૂસ્ત છે.

૧૧. **મસઅલો** જો કોઇએ મોઝા પર મસહ કર્યો નથી પણ વરસાદ વરસતામાં બહાર નીકળી અથવા ભીંગા ઘાસમાં ચાલી જેથી મોઝો ભીંગાયો તો મસહ થઇ ગયો.

૧૨. **મસઅલો** હાથની ત્રણ આંગળીઓ જેટલો દરેક મોઝા ઉપર મસહ કરવો ફરજ છે. એથી ઓછો મસહ થશે નહીં.

૧૩. **મસઅલો** જે વસ્તુ વોજુ તોડે છે તેથી મસહ પણ તુટે છે અને મોઝાના ઉતારવાથી પણ મસહ તુટે છે. તો જો કોઇનું વોજુ તુટયું નહીં હોય, અને તેણે મોઝા ઉતાર્યા હોય તો હવે બંને પગ ધુવે ફરીથી વોજુ કરવાની જરૂરત નથી.

૧૪. **મસઅલો** જો એક મોઝો ઉતાર્યો હોય તો બીજો મેઝો પણ ઉતારીને બંને પગનું ધોવું વાજેબ છે

૧૫. **મસઅલો** જો મસહની મુદત પૂરી થઇ તોએ મસહ જતો રહ્યો. તો જો વોજુ તુટયું નહીં હોય તો મોઝા ઉતારીને બંને પગ ધુવે. પૂરા વોજુને દોરવવું વાજેબ નથી. અને જો વોજુ તુટયું હોય તો મોઝા ઉતારીને પૂરૂં વોજુ કરે.

૧૬. **મસઅલો** મોઝા ઉપર મસહ કરવા પછી કેથે પાણીમાં પગ પડી ગયો. અને મોઝો ઢીલો હતો જેથી મોઝાની અંદર પાણી ઘુસી ગયું અને સઘળો પગ અથવા અડધાથી વધુ પગ ભીંગાયો તોપણ મસહ જતો રહ્યો બીજો મોઝો પણ ઉતારે અને બંને પગ સારી રીતે ધુવે.

૧૭. **મસઅલો** જો મોઝો એટલો ફાટગો હોય કે ચાલવામાં પગની નાની ત્રણ આંગળીઓ જેટલો ખુલી જાય છે તો તે પર મસહ દુરૂસ્ત નથી અને જો એથી ઓછો ખુલે છે તો મસહ દુરૂસ્ત છે.

૧૮. મસઅલો જો મોઝાની સીવણ ખુલી ગઇ પણ તેમાંથી પગ દેખાતો નથી તો મસહ દુરૂસ્ત છે. અને જો તે એવો હોય કે ચાલતા તો ત્રણ આંગળીઓની બરાબર દેખાય છે અને એમ દેખાતો નથી તો મસહ દુ સ્ત નથી.

૧૯. મસઅલો જો એક મોઝામાં બે આંગળીની બરાબર ખુલે છે અને બીજા મોઝામાં એક આંગળીની બરાબર ખુલે છે તો કંઇ નુકસાની નથી મસહ તો જાએજ છે. અને જો એકજ મોઝો અનેક જગ્યાથી ફાટેલો છે તોં સઘળાને મેળવતાં જો ત્રણ આંગળીઓ બરાબર ખુલતો હોય તો મસહ જાએજ નથી. અને જો સઘળી મેળવતાં પણ ત્રણ આંગળીઓ બરાબર ખુલતો નથી તો મસહ દુરૂસ્ત છે

૨૦. મસઅલો કોઇએ મોઝા ઉપર મસહ કરવો શરૂ કર્યો અને હજુ એક રાત દિવસ પૂરા થવા નહીં પામ્યા કે સફર કરતી થઇ તો ત્રણ રાત દિવસ મસહ કરતી રહે. અને જો સફરથી પેહેલાંજ એક રાત દિવસ પુરાં થાય તો મુદત પુરી થઇ ગઇ. પગ ધોઇને ફરી મોઝા પેહેરે.

૨૧. મસઅલો અને જો:સફરમાં મસહ કરતી હતી ફરી ઘેર આવી તો જો એક દિવસ રાત ગુજર્યાં છે તો હવે મોઝા ઉતારે, હવે તેના ઉપર મસહ દુરૂસ્ત નથી. અને જો હજુ એક દિવસ રાત થયાં નથી તો એક રાત દિવસ પુરાં કરે એથી વધુ મુદત મસહ દુરૂસ્ત નથી.

૨૨. મસઅલો જો કપડાના મોઝા ઉપર ચામડાના મોઝા પહેર્યા હોય તોપણ મોઝા ઉપર મસહ દુરૂસ્ત છે.

૨૩. મસઅલો કપડાના મોઝા ઉપર મસહ દુરૂસ્ત નથી હા જો તેના ઉપર ચામડું મઢેલું હોય અથવા સઘળા મોઝા ઉપર ચામડું ચઢાવ્યું નથી પણ પુરૂષોના જોડાની શીકલ ઉપર ચામડું લગડાયું હોય, અથવા તે કપડું સંગીન અને સખત હોય કે વગર કોઇ વસ્તુથી બાંધે ઓપો આપ ઠરી શકે છે અને તેને પેહેરીને ત્રણચાર માઇલ રસ્તો કાપી શકે છે તો આ સઘળી સરતોમાં કપડાના મોઝા ઉપર મસહ દુરૂસ્ત છે.

૨૪ મસઅલો બુરકા તથા હાથના મોઝાઓ ઉપર મસહ દુરૂસ્ત નથી.



# જાહેર ખબર.

## ગુજરાતી કિતાબો

મશારેકુલ અનવાર જેમાં બુખારી તથા મુસલેમની ૨૨૭૦ હદીસો છે ભાગ ૧ લો તો ૩ જો દરેક ભાગની કી. રૂ ૨. ત્રણે ભાગના રૂ ૫.

મોનાઝએહાત અરબાનો તરજુમો તેની સાથે લુકમાન હકીમની એકસો નસીહતો ી આ. ૬

ઝમાનુલ ફિરદોસ અથવા જંનતની ગ્રાંનટી કી. આ. ૬.

માલા બુદ્દ મિન્હો તેની સઘળી નોટો અને કીતાબોના હવાલા સાથે કી. રૂ. ૨.

બેહેશતી ઝેવરનો તરજુમો ગુજરાતી ભાષામાં ભાગ ૧, ૨, ૩, ૪, ૫, ૬, ૭, ૮, તૈયાર છે. આઠ ભાગની કી. રૂ. ૩ા એ કિતાબમાં અકાએદ તહારત નમાઝ રોઝો ઝકાત નિકાહ તલાક કસમ કસમનો કફારો અખલાક આદાબ વગેરેના મસાએલ ઘણા વિ-સ્તારથી બયાન થયા છે. વેપાર તથા કિરાયા વગેરેના પણ મસલા એકસો નેક બીબીયોની હાલત વગેરે વાંચવા લાએક છે. એ કિતાબ ઉર્દુમાં પણ હમારે ત્યાં છે. કીં. દશ ભાગની રૂ. ૩ા આ કિતાબને વાંચવાથી નાનો સરખો મૌલવી થાય છે.

તકવિયતુલ ઇમાન કી. આ. ૮ જે ઇસલામના ખરા અકીદાઓ સમજાવી ઇમાનને મજબુત કરનારી છે. વળી આગાખાની અકીદાઓ તથા તેઓની નમાજનો હેવાલ.

રદ્દેશિર્ક કી. આ. ૩.

ફરાએજ હિસ્સા વારસાની કિતાબ જેની વકીલોને પણ જરૂરત છે કીં. આ. ૧૦

વિચારસુધારક કી. આ. ૬ એમાં નેચરીઓનો પણ રદ છે.

સત્યાર્થ પ્રકાશનું ખંડન ગુજરાતી કી. રૂા. ૧ અને ઇંગ્રેજી કી. રૂ. ૧ા એમાં આર્યાઓનો જવાબ છે.

ઇજહારૂલ હક્ક અરબીનો તરજુમો કી. રૂ. ૩ એમાં ખ્રીસ્તીઓનું ખંડન તથા ઇસ્લામનું મંડન છે.

તોહફતુલ હિન્દ બીજી આવૃતિ એમાં વેદના ખંડનો ખાસ નોટોનો વધારો સાથે જોવા લાએક છે અને ખ્રીસ્તી તથા સનાતનીઓનો પણ રદ છે. કી. રૂ. ૩ પ્રથમ આવૃતિનો અંગ્રેજી તરજુમો કીં. રૂ. ૩.

ઐબલ પરીક્ષા કી. આ. ૨.

મસીહુદ દજાલ કાયદાનીનોરદ કી. આ. ૨.

શેખ સાદી ( રહ ) ની રચેલી ફારસી ગુલીસતાનનો તરજુમો ગુજરાતી ભાશામાં કી. રૂા. ૨ા.

( મંગાવ્યાનું ઠીકાણું. )—

મેનેજર, કુતુબખાના સાદેકીય્યહ

મુ. રાંદેર જી૦ સુરત.